સુધરેલી રીત મુજબ.
વર્નાક્યુલર ટેકસ્ટ બુકસ રીવિઝન કમિટીએ
→ તૈયાર કરેલી. ←

# પહેલી ચોપડીના અર્થ.

27/7/21 Reg. No. 739

(કવિતાની સમજુતી, અઘરા શબ્દો; પાઠનો સાર જોડાક્ષર; ડ્રિલ.)


રચનાર—મેસર્સ. સી. ડી. એન્ડ [illegible]
રચનારનું ઠેકાણું—શાહપોર—સુરત.



પ્રસિદ્ધ કર્તા—C. M. Shah.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર—સુરત.





છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ
છાંપવાનું ઠેકાણું—શંકર પ્રી. પ્રેસ ચઉટાના પુલપર—સુરત.
સને. ૧૯૨૧| કિંમત ૦—૨—૬ [સં. ૧૯૭૭

પહેલા ધોરણનો "મુખગણિત શિક્ષક" દોઢ આનો.
પહેલી ચોપડીનો "ડિકટેશન શિક્ષક" બે આના.
કર્તા-છગનલાલ મોતીરામ શાહ. શાહપોર-સુરત.

# પહેલી ચોપડીનો અર્થ.

પાઠ ૧.

દિવાળી=વરસનો છેલ્લો દિવસ; આસો વદ અમાસ

અક્ષર=હરફ; દસ્કત,

નિશાળ=ભણવાનું ઠેકાણું

રજા=છુટી,

છોડી=છોકરી,

પાછી વળી=ફરી.

ભેગી=સાથે; એકઠી

લીંપેગુંપે=છાણ મટોડાથી સાફ કરે.

ધોળેછે=ચોપડેછે; છાંટેછે

સંજોરી=ધારી.

ઘુઘરા=ઘુઘરાના આકારનો ઘઉંનો બનાવેલો ગળ્યો પદાર્થ.

સાથીઆ=ચુનાની ફાક વગેરેનાં કાઢેલાં ચિત્ર

આંગણામાં=બારણા આગળ.

જમવાનું=ખાવાનું.

લુગડાં=કપડાં.

ઘરેણાં=દાગીના; જણસો

દારૂખાનું=આતશબાજી

ફોડે છે=સળગાવે છે.

સૌ=બધા.

ગીત=રાગથી ગાવું તે.

ઘરઘર=ઘેરઘેર.

ફટાકડા=ફટાકા.

હરખાય=ખુશી થાય.

સમજુતી—દીવાળીના દહાડામાં ઘેરઘેર દીવા સળગે છે અને ફટાકા ફડાફડ ફુટે છે, તેથી છોકરાંઓ ઘણા ખૂશ થાય છે.

### પાઠ ૨.

વાર=દિવસ; દહાડો.

વિષે=બાબત.

કચેરી=કોરટ.

બંધ રહે છે=રજા પડે છે

રવિ=સુરજ; સૂર્ય.

દેવળ=દેહરૂં.

કેડે=પછી.

મુસલમાન=મુસલમાની ધર્મ માનનાર

જુમેરાત=ગુરૂવારની રાત

પાછો=ફરીને; બીજીવાર

અડવાડીઉં=સાત દિવસ

સમજુતી—પહેલો રવિવાર; પછી બીજો સોમવાર. ત્રીજો મંગળવાર, ચોથો બુધવાર, પાંચમો ગુરૂવાર, અને પછી છઠ્ઠો શુક્રવાર આવે છે. (૧) સાતમો વાર શનિ છે, તે છેલ્લો વાર ગણાય છે; એવી રીતે સાત દહાડાનું એક અઠવાડીઉં થાય છે. (૨)

### પાઠ ૩.

ફરતી=ચારે બાજુએ; આસપાસ.

વાડ=કાંટાનો કે તારનો બનાવેલો આંતરો.

દરવાજો=મોટું બારણું

માંહે=અંદર.

ફૂલઝાડ=ફૂલ થાય તેવા છોડ.

વેલ=વેલો; ભોંયપર પથરાતો છોડ.

ચોકઠું=ચારે બાજુથી જડી લીધેલું લાકડાનું ઘર.

વાવટા=નિશાન; ધજા

મોગરી=ઘંટ વગાડવાની લાકડાની હથોડી.

મહેતાજી=માસ્તર; ગુરૂજી

બેઠક=બસવાની જગા.

કલાકની શીશી=કલાક જાણવાનું સાધન.

ગામ=જ્યાં થોડાં ફળીઆં અને ઘરો હોય તે

નકશો=ગામ કે દેશનો ચિત્રેલો નમુનો.

ચિત્રો=છબીઓ.

ટાંગેલાં=લટકાવેલાં.

ઘોડી=પાટીઉં મૂકવાની બેઠક.

કસરત=મહેનત કરી શરીરને મજબુત બનાવવું તે.

માટી=મટોડી.

મજાની=સારી.

અહીં=આ ઠેકાણે.

રોજ=હંમેશાં.

### પાઠ ૫.

ધોતલી=પોતડી; ધોતડી.

અંગરખી=ડગલી.
જોડીઓ=નાના બૂટ, ખાસડીઓ.
દરજી=લુગડાં શીવનાર
સુરવાલ=સાંકડા પાયચાનો લેંઘો.
ફળીઉં=મહોલ્લો.
કોટ=ડગલો.
ધાઘરી=નાનો ચણીઓ.
ઓઢણી=છોકરીઓને ડીલે તથા માથે ઓઢવાનું ત્રણ ગજનું લુગડું
પરીક્ષા=તપાસણી.

પાઠ ૬.

ચોકખાઈ=સફાઈ; સુઘડતાઈ.
ચોકખા=સાફ.
મેલાં=ગંદાં; મેલવાળા.
બરાબર=સારી રીતે.
ડીલ=શરીર.
ગંદી=ખરાબ.
અડાય=અડકાય.
ફોલ્લો=ગુમડું; ચાંદું
ખસ=ઝીણી ફોલ્લી; ખુજળી.
ધોવડાવવાં=સાફ કરાવવાં.
ડાઘા=ટપકાં.
વાડો=ઘરની પાછળની ખુલ્લી જગા.
ગંદવાડ=ગોજવાડ.
નાથ=ધણી.
માંદા=આજારી.
કવિતા=ગાયન.
મુખડું=મોં.
દીલ=મન.
જગનાનાથ=જગતના ધણી; પરમેશ્વર.

સમજુતી—મારો ઓટલો સાફ છે, અને મારા ઘરનો ચોક પણ સાફ છે; મારાં લુગડાં સાફ જોઈને, બધા લોક મને ચોકખો કહે છે. (૧) મારું મોં સાફ છે; અને મારા હાથ પગ ચોકખા છે મારા ચોકખા (પાપ વગરના) મનમાં પરમેશ્વર બિરાજે છે. (૨)

પાઠ ૭.

વરસગાંઠ=સાલગીરી; જન્મ દિવસ
ભાવ્યાં=પસંદ પડયાં; સ્વાદ લાગ્યાં.
ઝટ=જલદી.
ભાણો=બેનનો છોકરો; ભાણેજ.
કઢી=છાશમાં આદુ મરચાં હળદર વગેરે નાખી ઉકાળેલી તે.
હાથ પણ અડાડયો નહિ=જરા પણ ખાધું નહિ.
બીડાં=પાનમાં ચુનો કાથો સોપારી વગેરે મુકી બનાવેલી પટ્ટીઓ.

---

## પાઠ ૯.

કાકો=બાપનો ભાઇ.
કાકી=કાકાની વહુ.
ભત્રીજો=ભાઇનો છોકરો
મામો=માનો ભાઇ;
બાપનો સાળો.
મામી=મામાની વહુ.
ભાણેજ=બેનનો છોકરો; ભાણો.
ફોઇ=બાપની બેન.
ફુઓ=ફોઇનો વર.
માસી=માની બેન.
માસો=માસીનો વર
પીતરાઇ=કાકાનાં છોકરાં
મોળાઇ=મામાનાં છોકરાં
મસિઆઇ=માસીનાં છોકરાં.
ફોઇઆત=ફોઇનાં છોકરાં
બનેવી=બેનનો વર.
સાળો=વહુનો ભાઇ.
સાળી=વહુની બેન
ઓરમાઇ=બાપ એક ને મા જુદી જુદી હોય તે; સાવકાં.
સાવકી=ઓરમાઇ
મા એક અને બાપ જુદા જુદા હોય તે દૂધભાઇ કહેવાઇ.
જમાઇ=છોકરીનો વર
વહુનાં માબાપ=છોકરાંનાં સાસુ સસરા
વરનાં માબાપ=છોકરીનાં સાસુ સસરા.
છોકરા કે છોકરીનો સસરો એક બીજાને વેવાઇ કહે છે.
છોકરા કે છોકરીની સાસુ એક બીજાને વેવાણ કહે છે.

## પાઠ ૧૦.

મોટાં=મોટી ઉમરનાં; વડીલ
પ્રમાણે=રીતે.
પૂઠે=પાછળ
બાવાજી=બાપાજી.
વખાણ=સારૂં કહેવું તે
માન=આવકાર

## પાઠ ૧૧.

ઉજાણી=બીજબાની
બબ્બે=બે બે
ક્યાં=કયે ઠેકાણે
આશોપાલવ=એક જાતનું ઝાડ (એનાં પાંદડાંનાં તોરણો બને છે)
વિના=વગર
પૌંઆ=ડાંગર પલાળી શેકીને ખાંડીને બનાવેલા તે.
ધાણી=જુવાર, મકાઇ વગેરેના દાણાને શેકી બનાવે છે તે
વધારેલાં=વધાર દીધેલાં
ખારેકી=ખારેકના જેવા
દળ=લોટને શેકી તેમાં ઘી ખાંડ વગેરે નાખી બનાવેલું તે
દાદી મા=બાપની મા
શંદેરી=શંદેરમાં થતાં
શેતરંજી=પાથરવાનું જાડું સુતરાઉ બિછાનું

પાથરણું=બિછાનું
હાર=ઓળ
શાક=દુધી, વેગણ, પાપડી વિગેરે
ચટણી=આદુ, મરચાં, કોથમીર, મીઠું વગેરે છુંદી બનાવેલી તે
ખૂબ=ઘણા
મજા=રમુજ; ગમત

પાઠ ૧૨.

હોડી=સઢવાળો મોટો મછવો
રમત=ગમત; ખેલ
તાપ=તડકો; ગરમી
પણે=પેલે ઠેકાણે
એકઠાં=ભેગાં
તરફ=બાજુ
તળાવ=જેની ચારે બાજુએ જમીન અને વચમાં પાણી હોય તે
પછાડી=પાછળ
સરત=હારજીત
થોભો=ઉભા રહો
જીત્યો=ફાવ્યો
સઢ=વહાણનેચલાવવામાં મદદ કરવા માટે પવન ભરાવવા સારૂં બાંધેલું લુગડું
ચાલ=રીત
સુંદર=સારી
સહેલ=મજા; મોજ

પાઠ ૧૩.

ખંડ=બૈરીની કાંચળીના કપડાનો કસબી રેજો
કાંચળી=બૈરાનું કપડું
રડતી=રોતી
છાની=મુંગી; ચૂપ
ફેરા=વાર
નજર કરી=જોઇ
ડાહી=શાણી; સમજણી

પાઠ ૧૪.

દેડકાં=પાણીમાં રહેનાર ચોપગાં પ્રાણી
પાળ=કોરણ; કોર; કાંઠો
ફેંકાફેંકી=નાખાનાખી
ધડાધડ=ધબોધબ
માર્યા જઇએ છીએ=દુખી થઇએ છીએ
અરે=ઓ
ખરી=સાચી
પ્રાણી=જીવ
ઇજા=દુઃખ: નુકસાન
રમત=ખેલ
સંભાળી=સાચવી
નુકશાન=બગાડ
કદી=કોઇ વખત
ખેલતાં=રમતાં
ભારી=ઘણું

સાર—આ રમતથી લાગવાની ઇંદ્રિય, ધારણા શક્તિ વગેરે શક્તિઓ કેળવાય છે.

## પાઠ ૧૫.

દયા=મહેરબાની; રહેમ
ખીજ્યા=વઢયા
તળે=નીચે
છુંદાય=ચગદાય; કચડાય
ફાંફાં=ખોટી મહેનત
ઢોર=ગાય, ભેંસ, બળદ વગેરે ઘાસ ખાનાર પશુ
કામના=ખપના
સંભાળ=બરદાસ
વખતસર=બરાબરવખતે
સાફ=ચોકખી
નીરવાનું=નાખવાનું
સોળ=ઝપાટો; લાકડીના મારથી શરીર પર જે લીસોટા પડે છે તે
યાદ=ફોમ
ભૂલી=વીસરી
ગજા=શક્તિ
ઉપરાંત=વધારે

## પાઠ ૧૬.

એનઘેન=છોકરાની એક રમતનું નામ છે
છુટો=બંધન વગરનો
મજા=ગમત
દાવ=વારો
પહેલાં=અગાઉ
જણુ=છોકરો
બંધ કર=મીંચ
બાકીના=બીજા
વાસો=પીઠ; બરડો
વારાફરતી=એકપછીએક
દીવા ઘેન=આંખ બંધ કરવી છે
સમજ્યો=જાણ્યું
સેળભેળ=એકઠા
હોશિયાર=ચાલાક
પારખી=ઓળખી
સંતાવા=છુપાવા
અડશો=અડકશો
બચી જશે=વારો આવશે નહિ
લાંબો વખત=ઘણી વાર
ઓળખ=પારખ
શાબાશ=ધન્ય; ઠીક
બસ=ઘણું

**સમજુતી**—રમત ગમત કરતાં, કોઇ વખત પણ કોઇને નુકસાન કરવું નહિ; નઠારી રીતે રમતાં ઘણું નુકસાન થાય છે.

## પાઠ ૧૭.

સાચ=સાચું; સાચીવાત
ગમ્યો=પસંદ પડયો
દેસાઇ=જાગીરદાર
છૈયાં=છોકરાં
ગાળ=ખરાબ શબ્દ
જુઠું=ખોટું
હેત=માયા; પ્યાર
વખાણ્યો=પસંદ કર્યો
દેખે=જુએ
કાપે=કાપ મુકે
કાપ=ચીરો
ગભરાયો=અકળાયો
સાચા બોલું=ખરૂં બોલનાર

## પાઠ ૧૮.

વાઘ=ફાડી ખાનારૂં ચટાપટાવાળું પ્રાણી
મશ્કરી=મજાક
પસ્તાય=દીલગીર થાય
બચ્યાં=બાકીરહ્યાં; ઉગર્યાં
સીમ=ખેતર
અમથી=ખોટી; જુઠી
ધાજો=દોડી આવજો
આસપાસ=આજુબાજુ
શરમાઇ=લજવાઇ
ખોટું=ખરાબ; માઠું
સાચી=ખરી
રોતા=રડતા
છેતર્યા=ઠગ્યા
વા'રે=મદદે
વા'રે ધાયા=મદદે દોડી આવ્યા
સપડાય=ફસાય
જુઠાણું=ખોટારૂં; જુઠું.
આખર=છેવટ
જન=માણસ

**સમજુતી**—જે માણસ બીજા માણસની મજાક કરે છે તે માણસ પહેલાં કે પછી પકડાય છે; ખોટારૂં જલદી જણાઇ આવે છે, અને આખરે તે જુઠો માણસ દીલગીર થાય છે. (૧)

## પાઠ ૧૯.

જુક્તિ=કળા; યુક્તિ
પોક પોક મૂકી=મોટે સાદે ધાંટા પાડી.
અલ્યા=કોઇને નામ દીધા વગર બોલાવવું તે
બચાવ=ઉગાર
આઘું=દૂર
એકેકને=દરેકને
કબુલ કરી=માની

## પાઠ ૨૦.

ગરીબ=પૈસા વગરનો
અન્ન=અનાજ
ભિખારી=જેની પાસે ખાવા પીવાનું ન હોય તે; ભીખ માગનાર
ભજન=ઇશ્વરના ગુણ ગાવા તે
પુરા=પુરતાં; જોઇએ તેટલાં
આંધળો=જેને બે આંખે દેખાય નહિ તે
ભીખ=માંગી ખાવું તે
પગે અપંગ=પગે ખોડ વાળો; લુલો; લંગડો
અપંગ=લુલો; લંગડો
આંધળો, બહેરો વગેરે ખોડવાળો
દયા=મહેરબાની
ભગવાન=પરમેશ્વર
ભલું=સારૂં; કલ્યાણ

## પાઠ ૨૧.

સરદાર=ઉપરી
સ્વપ્નું=ઉંઘમાં આવતા વિચાર
જંગલમાં=વનમાં
હરણી=હરણની માદા
રૂપાળું=શોભીતું
ઉપાડી=ઉંચકી

એકદમ=તરત
છલંગ=ફાળ; કૂદકો
દેવતાઈ=દેવના જેવો

પાઠ ૨૩.

પુરૂષ=માણસ
ઉંદરડી=ઉંદરનું બચ્ચું
રસોડું=રસોઇ કરવાની જગા; રાંધણી
ભરાઇ=સંતાઇ
ભાત=બાફેલા ચોખા
ખાવાનું=ખોરાક
સારાં=ભલાં
ઉપલા=ઉપરના
બાકું=કાણું.
પોળી=એપડવાળી રોટલી
મન=મરજી; ખુશી
મણા=ખામી; ખોડ
ઉંદરાઉ=ઉંદર પકડવાનું પાંજરૂં
ભોગજોગે=એકાએક
પાર=છેડો
વલે=હાલ; દશા
સાર—બાળકોએ મોટાની શિખામણ માનવી

પાઠ ૨૪.

કાઠો=કિનારો
પોલ=પોલાણ
દર=દાણું; સાપ, ઉંદર મકોડા, કીડી વગેરેને રહેવાનું ઘર
ઝેરી=ઝેરવાળો
પંખી=પાંખવાળા જનાવર જેવાં કે ચકલી પોપટ, કાગડા વગેરે
ફુંફાડો=ફૂં ફૂં અવાજ કરવો તે
ફેણ=સાપની પહોળી કરેલી ગરદન
છોલાય=ઘસાય; સોરાય
વળગીને=બાઝીને
ચટકા=ડંખ
ભોંય=જમીન
પછાડી=અફાળી
વાસ=પીમળ
પછાડા=તરફડીઆ
અંતે=આખરે; છેવટે
જોરાવર=જબરી
જીવ લીધો=મારી નાખ્યો
ઝાઝા=ઘણા
નબળા=જોર વગરના
વેર=અદાવત
નાગ=ફેણવાળો મોટો સાપ
પ્રાણ=જીવ
પેર=રીત

**સમજુતી**—જોર વગરના પણ ઘણા માણસ સાથે કોઇ પણ દિવસ વેર કરવું નહિ; જુઓ કે આ રીતે ઘણી કીડીઓએ મળીને મોટા સાપને પણ મારી નાખ્યો.

સાર—કોઇને હલકું ગણી તિરસ્કાર કરવો નહિ, તેમજ પોતાની શક્તિ વધારે છે એમ ધારી અહંકાર કરવો નહિ.

### પાઠ ૨૬.

ચતુરાઇ=હોશિયારી;
કુંજો=ભોટવો
આમતેમ=આજુબાજુ
ફાંફાં=ખોટી મહેનત
ઉપાય=ઇલાજ
સુઝી આવ્યો=જડયો
પાછી=બીજીવાર; ફરીને
મટાડી=દૂર કરી
નાચતો=કૂદતો
છુપાઇ=સંતાઇ
કાજે=માટે; સારૂ.
કંકર=કાંકરી
ધીરજ=સબુરી
કઠણ=અઘરૂં
જલદી=થોડીવારમાં
પાર મુકાય=પુરૂં થાય

**સમજુતી**—ભોટવામાંનું ઉંડું પાણી ઉપર લાવવા માટે કાગડાએ કાંકરા નાંખ્યા તેથી પાણી ઉપર આવ્યું. તે આજ પીધું. (૧) સબુરી ને ડહાપણથી જે અઘરૂં કામ હોય છે, તે થોડીવારમાં પુરૂં થાય છે; માટે ભલે તમે બધા કરી જુઓ. (૨)

**સાર**—અક્કલ અને ધીરજથી જેવું કામ થાય છે, તેવું ફાંફાં મારવાથી થતું નથી.

### પાઠ ૨૭ મો.

કાપણી=અનાજ, ઘાસ વગેરે કાપવાનું કામ મહેનત મજુરી
આથમતા=આથમીજતા
વઢાઇ=કપાઇ
દાદાજી=બાપના બાપ; ને માના બાપ
સાદ=અવાજ
મલકાવી=હસવા જેવું કરી
બેટા=દીકરા
બાથમાં=બે હાથની વચમાં
બચ્ચી=બોકી; ચુંબન
ભાથું=ખાવાનું
તાજા=કામ કરવાની શક્તિવાળા
ઉનો=ગરમ
માખણ=દહીંને વલોવવાથી છાશના ઉપર જે ધોળો હલકો ચીકણો પદાર્થ તરી આવે છે તે;
વંતાક=વેંગણ
દહાડીઆ=રોજથી મજુરી કરનાર
ભાણ=સુરજ
ભાણ બુડે=સુરજ આથમે
દાતરડું=અનાજ ઘાસ વગેરે કાપવાનું લોઢાનું વાંકુ હથિયાર
ચાસ=ખેતરમાં હળે કરી પાડેલા આડા ઉભા લીસોટા
ચચ્ચાર=ચાર ચાર
દહાડો આથમે=સાંજે

સાર—ખેડુતનો ખોરાક સાદો છે, પણ તેઓ મહેનતુ હોવાથી ઘણા મજબુત હોય છે; માટે આપણે મહેનત કરવી.

પાઠ ૨૮.

ખળાં=ઘણી ખળીઓ

પાથરા=કાપીને ભોંયપર નાખેલા છોડ

ખળી=કણુસલામાંથી દાણા છુટા પાડવા માટે લીપી ચોકખી કરેલી જગા

ભોર=ઢગલો

ઠાલવ્યો=ખાલી કીધો

હાલરાને=બળદની હારને

પગર=કણુસલાંમાંથી દાણા છુટા પાડવા માટે તેના પર ઢોરોને ચલાવે છે તે

પટલાણી=પટેલની બૈરી

ઉપણી=ઝાટકી

કુંવળ=ઘઉંનું ઘાસ

કારભાર=કામકાજ

હરખ=આનંદ; ખુશાલી

હરખ માતો ન હતો=ઘણીજ ખુશી થતી હતી

હોંસીલી=ઉમંગી

પગર ફેરવતી હતી=બળદને ફેરવી તેના પગવડે ઉંબી કચરાવતી હતી.

હાલરું=ઉંબીમાંથી ઘઉં અને છોડાં છુટા પાડવા માટે તેના ઢગલા પર બળદને હારબંધ જોડી ફેરવવામાં આવે છે તે.

પાઠ ૩૧.

સહેલ=મજા; ગમત

ચંદ્રમા=ચાંદો

મેદાન=ખુલ્લી સપાટ જમીન

નીચે ઉતરી ગયો હતો=દેખાતો બંધ થયો હતો

આથમ=દેખાતો બંધ થાય

બપોર=દહાડાના બાર વાગતાનો વખત

રાત=સુરજ આથમ્યા પછી તે પાછો ઉગે ત્યાં સુધીનો વખત

અજવાળું=ઉજાસ

ઝાંખો=તેજ વગરનો

ઝગઝગે=ચળકે

ઓટલો=ઘરને લગતો ચોતરો

ઢંકાઇ=દબાઇ; છુપાઇ

ફોરાં=છાંટા

જરૂર=ખપ, ઉપયોગ

પાલો=કુમળાં પાંદડાં; પાંદડાંનો જથ્થો

બી=બીયાં

પોચી=નરમ

હમણાં=હાલ; આ વખતે

તળાવ=પાણી ભરાઇ રહે તેવો મોટો ખાડો

નદી=મીઠા પાણીનો વહેતો મોટો વહેળો

પવન=વા; વાયરો

### પાઠ ૩૨.

શોભ્યાં=અટક્યાં
ચોકખી=સાફ
ગામડા=નાના ગામો
છોડી=મૂકી
રેલો=પ્રવાહી પદાર્થનું વહેવું તે.
રેલમરેલા=ચારે તરફ રેલા નીકળવા તે
બિચારા=બાપડા
પછડાતા=અફળાતા
તણાઇ=ખેંચાઇ
ઘેબરીઓ=ઘેબરના જેવા મીઠા
પરસાદ=ખાવાનું; જમવાનું
કારેલું=એક જાતનું કડવું શાક
નેવલે= નેવાએ

સમજુતી—હે વરસાદ તું આવ, જેથી કરીને અમને ઘેબરના જેવું મીઠું ખાવાનું, ઉની ઉની રોટલી અને કારેલાનું શાક મળે. હે વરસાદ તું ઘણો આવ, કે જેથી નેવામાં પાણી આવે, અને નઠારી છોકરીને દેડકાં ખેંચી જાય.

### પાઠ ૩૩.

રેતી=પત્થરનો ઝીણો ભુકો,
ભુકો=ઝીણી રજ
મટોડી=માટી
ડહોળું=માટીવાળું
નીતરું=મેલ વગરનું; ચોકખું
ધારવાળા=અણીવાળા
તાણી=ઘસડી; ખેંચી
ખરે છે=નીચે પડે છે
તળીએ=નીચે
રસ્તો=માર્ગ; વાટ
સુધી=સીધી

### પાઠ ૩૪.

ભઠ્ઠી=મોટો ચુલો
સીંચ્યા=ગોઠવ્યા
ઇંટવાડો=ઇંટ પાડવા તથા પકવવાની જગા
કઠણ=સખત
પછાડવાથી=અફાળવાથી
ચીકણી=ચિકાશવાળી (ચિકાશ ૩ જાતની હોય છે. ૧) હાથે ચોંટી જાય એવી ૨) ડાઘા પડે એવી ૩) તાણતાં તૂટે નહિ એવી
કાણાં=બાકાં
કણક=કેળવેલો ઘઉંનો લોટ
ઘાટ=આકાર
ઘડો=ગાગરથી નાનું વાસણ; દોરીઓ
ગાગર=ઘડા કરતાં મોટું વાસણ
કોઠી=અનાજ ભરી મૂકવાનો નાનો કોઠાર
કોડીઆં=દીવા કરવાના માટીનાં પવાલાં
ફરતા=ચોગરદમ; બધી તરફ

ાપ=ગરમી

પાઠ ૩૫.

ધાતુઓ=ખનીજ પદાર્થો; ધાતુમાં નીચેના ચાર ગુણો ખાસ છે. ૧) ધાતુના કણો ચળકતા હોય છે. ૨) ધાતુઓ ભારે હોય છે ૩) જમીનપર પડતા ધાતુનો અવાજ થાય છે ૪) ગરમી વહી શકે છે

પિત્તળ=જસત અને તાંબાની મેળવણીની બનેલી પીળા રંગની ધાતુ

લુહાર=લોઢાનો ઘાટ બનાવનાર

ધમણ=દેવતા ફુંકવાનો સંચો

સળીઓ=ગજીઓ

ખુબ=ઘણો

લાલચોળ=ઘણોજ ગરમ

એરણ=સોની, લુહાર વગેર જેના પર મુકી ટીપે છે તે

હથોડો=ધાતુઓ ટીપવાનું ઓજાર; મોટી હથોડી

ટીપ્યો=ઘડ્યો

જતરડો=તાર ખેંચવાનું હથિયાર

સોનું=પીળા રંગની કીમતી ધાતુ

રૂપું=ધોળા રંગની કીમતી ધાતુ

તાંબુ=લાલ રંગની ધાતુ

કલાઇ=ધોળારંગની ધાતુ (એ રૂપા કરતાં નરમ હોય છે)

સીસું=ધોળા મેલા રંગની ધાતુ

સોનું, રૂપું, તાંબું, લોઢું, સીસું, જસત, કલાઇ, અને પિત્તળ એ ધાતુઓનું ઓળખાણ કરાવવું અને તેનો તફાવત સમજાવવો.

પાઠ ૩૬.

નાણું=ચલણી સિક્કો

શેઠ=શાહુકાર

પૈસો=ત્રણ પાઇની કિંમતનો તાંબાનો સિક્કો સવાકો; દોઢીઉં

ઢબુ=એ સવાકાની કિંમતનો તાંબાનો સિક્કો; એ સવાકા; અઢીકો,

અધેલા=અડધો પૈસો; દોઢપાઇ; દોઢપાઇની કિંમતનો તાંબાના સિક્કો.

રૂપીઓ=સોળ આનાની કિંમતનો રૂપાનો સિ-

| | | |
|---|---|---|
| રૂકો; સોળ આના | મહોર=પંદર રૂપીઆની કિંમતનો સોનાનો સિક્કો; ગેણી | ૨ અડધા=૧ રૂપીઓ |
| અડધો=આઠ આનાની કિંમતનોરૂપાનોસિક્કો; આઠ આના | આની=ચાર સવાકાની કિંમતનો નીકલનો સિક્કો; ચાર સવાકા | ૪ પાવલી=૧ રૂપીઓ |
| પાવલી=ચાર આનાની કિંમતનોરૂપાનોસિક્કો; ચાર આના | વટાવ્યા=છુટા પૈસા લીધા | ૮ બેઆની=૧ રૂપીઓ |
| બેઆની=બે આનાની કિંમતનો રૂપાનો કે નીકલનો સિક્કો; બે આ ના | ૧૫ રૂપીઆ=૧ ગેણી; મહોર | ૧૬ આના, આની=૧ રૂપીઓ |
| | | ૩૨ ઢબુ=૧ રૂપીઓ |
| | | ૬૪ સવાકા=૧ રૂપીઓ |
| | | ૧૨૮દોઢપાઇ=૧ રૂપીઓ |
| | | ૧૯૨ પાઇ=૧ રૂપીઓ |

સૂચના—નાણાંની ધાત પહેલા ધોરણના "મુખગણિત શિક્ષક"માં જુઓ.

ટીપ—પૈસાને કાઠિઆવાડમાં કાવડીઉં, ગુજરાતમાં કેટલેક ઠેકાણે જંઇ, સુરતમાં સવાકો અને મુંબઇમાં દોઢીઉં કહે છે.

| પાઠ ૩૭. | | |
|---|---|---|
| કુહાડી=લાકડા ફાડવાનું લોઢાનું ઓજાર | તકરાર=રકઝક; વઢવાડ | અણી=તીણો ભાગ |
| સોય=લુગડાં શીવવાનું લોઢાનું ઓજાર | ધાર=અણીદાર કોર | ચળકાટ=ઝળકાટ |
| લાકડફોડા=લાકડાં ફાડનાર | ચીરું=ફાડું | મોટાઇ=વડાઇ; |
| | મુદર=કુહાડીના માથા પરનો ભાગ; કુહાડીનો ઉપલો ભાગ | કોદાળી=જમીન ખોદાવાનું ઓજાર |
| | તોલે=બરાબર | વઢી=લડી |
| | નાકું=કાણું | દીકરી=છોકરી |
| | | પેદા થયાં=નીકળ્યાં |

સાર—આ દુનિયામાં બધી વસ્તુઓ ઉપયોગી છે; માટે કોઇએ બડાઈ કરવી નહિ.

### પાઠ ૩૮.

વાડી=ફૂલફળવાળીજગા: નાનો બાગ
માળી=ફૂલ વેચનાર; છોડ ઉછેરનાર
ફૂલઝાડ=ફૂલ થાય એવા છોડ અથવા ઝાડ
ક્યારા=આસપાસ પાળ કરેલી હોય એવા ચોરસ=ત્રિકોણ વગેરે આકારના ભાગ
ચોરસ=ચાર ખુણાવાળો આકાર
ગલગોટા=એક જાતનું લાલ પીળા રંગનું ફૂલ
ફળેછે=ફળ આપે છે
દાડમ=દાડમડીનું ફળ
જમરૂખી=જમરૂખનું ઝાડ
પક્ષી=પંખી; પાંખવાળા જાનવર
ડાળી=થડમાંથી નીકળેલો ફાંટો
લાંબી ગોળ=લંબગોળ
મધપુડો=મધમાખીને રહેવાનું ઘર
મધમાખી=મધ બનાવનારી માખી
મધ=ફૂલમાંથી ચૂસેલો મિઠાશવાળો પ્રવાહી પદાર્થ
કોસ=કુવામાંથી પાણી કાઢવાનો ચામડાનો કોથળો અને બળદ વગેરે
આવ્યો રામ=કોસ ઉપર આવ્યો
થાળું=કુવાના મથાળા પર પાણી ભરવાને ઢાળ પડતું બાંધેલું હવાડા જેવું હોય છે તે
લલકારતો=લહેકારી બૂમો પાડતો
નીક=પાણીજવાનો રસ્તો
લીલાછમ=ઘણાજ લીલા

### પાઠ ૩૯.

છોડવા=નાનાં ઝાડ; છોડ
ઉખેડી=મૂળમાંથી ખેંચી
મુળીઉં=મૂળ
દાંડી=ડાળી
કળી=ખીલ્યા વગરનું ફૂલ
જીવતા=જીવવાળા
સૂકાઇ જાય=ચીમળાઇ જાય
પથરાઇ=ફેલાઇ
વેલા=ભોંયપર પથરાતા છોડ

### પાઠ ૪૦.

ટટાર=સીધા
છાલ=ઝાડની ચામડી

ખરબચડી=ખાડા ટેકરા વાળી

પાઠ ૪૧.

ગલકી=ગલકાનો વેલો
વળગી=ચોંટી
છાપરૂં=ઘરનો છેક ઉપરનો ભાગ જેનાપર નળીઆ હોય છે તે
વીંટળાઇને=ચોગરદમ વળગીને
આરીઆના=કુમળા ચીભડાના
દોરડી=દોરી
અંતરે=છેટે
ગાંઠા=ગાંઠ

પાઠ ૪૨.

કેરી=આંબાનું ફળ
આંબો=કેરીનું ઝાડ
મોર=આંબા આમલીનાં ઝીણાં ફૂલ
તાપે=તડકે
ભાર=બોજ, વજન
નીચી નમતી=લચીજતી
ગોટલો=આંબાનું બી. ઠીકળું
ગોટલી=આંબાનું બીનું
ઘોળજે=દાબી દાબીને પોચી કરજે
ભગવાને=પરમેશ્વરે
જતન=સંભાળ
ઢીલો=પોચો; નરમ
ડીંટું=ડીંચું

પાઠ ૪૩.

ધીમે=હળવે
હીંડે=ચાલે
ભરતો=બો બો કરતો
સામી થાય છે=લડવાને તૈયાર થાય છે
અમળાઇને=વળ ખાઇને; મરડાઇને
જડબાં=ડાચાં
વાગોળવું=ખાધેલું પાછું મોંમાં લાવી ચાવવું તે
નિરાંતે=સુખે; નચિંતે
ઉપાડે=ઉંચકે
ખરી=ગાય ભેંસ વગેરેના પગના તળીઆનું હાડકું
ફાટ=ચીરો
ખાડા=ખાબોચીઆં
જોરાવર=જબરી
વગડાઉ=જંગલી; જંગલમાં રહેનારી
પુરી પાડે=પહોંચાડે; બર આવે

પાઠ ૪૪.

લાગ=દાવ; વખત
ટોળામાંથી=જથામાંથી
છટકી=નાસી
ડુંગરા=નાના ટેકરા
ચારો=લીલું ઘાસ
માંડી=ગોઠવી; મૂકી
કરતા=શોભતા
કૂદકો=છલંગ; ફાળ; ઠેકડો
ચન્દુપાટ=બરાબર ચન્દુ
ભરવાડ=ઘેટાં બકરાં ચરાવનાર

ફેર=ફરક; તફાવત
મજબુત=જબરા
ઓછા=થોડા
ઊન=ઘેટાના વાળ

પાઠ ૪૫.

મીઠું=મીઠાશવાળુ
ગુણ=ફાયદો
ટંડુ=ટાઢું
ઉનુ=ગરમ
બગડી જાય=ફાટી જાય
ચોકખું=મેલ વગરનું; માંજેલુ
પહેલાં=અગાઉ
આંચળ=થાન
મેલ=કચરો
દાણો=અડદ ગુવાર વગેરે
જણસો=વસ્તુઓ; ચીજો
છાશ=દહીંમાં પાણી નાંખી વલોવવાથી બને છે તે
તાવીને=ગરમ કરીને
શીખંડ=દહીંમાં ખાંડ નાખી છણવાથી બને છે તે

લોચો=લચકો
માવો=દૂધને બાળી બાળીને લોચા જેવું કરે છે તે
પેંડા=માવામાં ખાંડ નાખી ગોળી વાળી બનાવે છે તે
તર=મલાઇ
દૂધપાક=દૂધને ઉકાળી ખાંડ ચોખા નાખી બનાવેલો પાક
બાસુદી=માવો થતાં પહેલાં બુરૂં નાખી બનાવેલો પદાર્થ

પાઠ ૪૬.

પ્રાણી=જેને જીવ છે અને જે અહીંથી તહીં હરીફરી શકે છે તે
છેલ્લી=છેવટની
ડાયીઓ=કુતરાનુંનામછે
સભા=મંડળી; ટોળી
ઉપરી=મોટો; વડો

ઠરાવ્યું=નક્કી કર્યું
ટીપુ=કુતરાનું નામ છે
ચાલાક=હોશિયાર;ચંચળ
કારકુન=મહેતો; લખવાનું કામ કરનાર
ગુપચુપ=મુંગા
અંતે=આખરે; છેવટે
ગંધ=વાસ
શિયાળ=ફાડી ખાનાર કુતરા જેવું જાનવર
રીઝે=ખુશ થાય
માંસ=ગોસ
અણીવાળા=તીણા
દાઢ=બેવડા દાંત
કરકરા=બરછટ નરમ નહિ તે
ફુટતો=બહાર નીકળતો
ધણી=માલિક
જે=જય; ફતેહ

પાઠ ૪૭.

ચાંચ=પક્ષીનું મોં
સમડી=એક જાતનું પક્ષી

કબુતર=એક જાતનું પક્ષી
કીડા=પેટે ચાલનાર નાના જીવડા
જીવડાં=જંતુ; નાના જીવ
માળા=પક્ષીને રહેવાનાં ઘર

### પાઠ ૪૮.

પાંજરૂં=પીંજરૂં; પોપટ, ઉંદર, કોયલ, તીતર, વાઘ, સિંહ. વગેરેને રાખવાનું ઘર
ભુખ્યો=ખાધા વિનાનો
તરબુચ=એક જાતનું ફળ
કકડો=ટુકડો
કા કા=કાગડાનું બોલવું તે
ડીલ=શરીર
ફેર=તફાવત; ફરક
જીવજંતુ=નાના જીવડા
કોહેલું=કોહી ગએલું; બગડી ગએલું
સડેલું=સડી ગએલું; જીવડા પડેલું
પાછળ=પછાડી
લાલ=રાતી
છેડેથી=નાકેથી
ભાવ્યું=પસંદ પડયું
કૂદતો=કૂદકા મારતો
ચોક=ઘરની વચમાંની છાબંધ ખુલ્લી જગા

### પાઠ ૪૯.

રકાબી=કાચની તાસક
હલાવ્યું=એક રસ કર્યું
વાહ=શાબાશ
નારંગીરંગ=નારંગીના જેવો રંગ
સરખે ભાગે=બરાબર

### પાઠ ૫૦.

પારણું=લાકડાના ચોકઠાનું ઘોડીઉં
ઝોળી=ચાર છેડા બાંધી લઇ વચમાંથી ઝુલતો રાખેલો લુગડાનો કકડો
પાસું=બાજુ
પાંગરા=ઝોળીએ ભેરવવાની લાકડીઓ
દોયણું=ઝોળી બાંધવાની દોરી
ઝાપટી=ખંખેરી
મોભ=ઘોડીઆની વચમાંનો આડો થાંભલો;
ભેરવ=વળગાડ
ભમરી=લાકડાની ફુદડી ચકરડી
પાયા=પગ
પોચી=સુંવાળી; નરમ; ખુંચે નહિ એવી
ગોદડી=નાનું ગોદડું
હીર=રેશમ
ઝુલાવવા=હલાવવા
હાલરડું=બાળકને ઉંઘાડવાનું ગીત; હાલો
ધુમણ=પારણા કે ઘોડીઆમાં સુવાડીને ગાતાં ગાતાં દોરી ખેંચી હીંચકા નાખવા તે
ગીતે ધુમણ ઘાલ્યું=હાલરડાં ગાઇ હીંચકા નાખ્યું
રંગીત=રંગીલો
પોઢો=સુઓ
હેતે=વહાલથી

ઝુલાવું=હીંચકા નાખું
પથરાવું=બેસાડું
ચીતરેલ=ચીતરેલી
પઢાવું=શીખવું; ભણાવું
મોરલો=મોર
મઢાવું=જડાવું

મખમલ=એક જાતનું રેશમી કપડું
તળાઇ=ગાદલું; ગદેલો
તાજી=નવી
ચિનાઇ=ચીન દેશમાં બનેલી
સેજ=પથારી

બિછાવું=પાથરૂં
હીંચોળું=હીંચકા નાખું
ઘેરાં ઘેરાં=મધુરાં મધુરાં
લાડકડા=લાડકા; વહાલા
ગજવે=ગજવામાં

**સમજુતી**—હાલરડું વહાલું લાગે છે. હો મારા ભાઇને (છોકરાને) હાલરડું વહાલું લાગે છે; તેથી હું ગીત ગાતાં ગાતાં દોરી ખેંચીને હીંચકા નાંખું; હે રસીલા તમે રંગેલા પારણામાં સુઇ જાઓ, તો હું તમને ઘણા હેતથી હીંચકા નાંખું; ભાઇને પારણે ભમરીઓ જડાવું અને પુતળીઓ બેસાડું, ભાઇને હાલરડું વહાલું લાગે છે. (૧) પારણે ચીતરેલી ચાંચની ચકલી, અને ભણતો હોય એવી રીતે પોપટ બેસાડું; ભાઇ તારે સારી રીતે રમવા માટે મોરને સોનાથી જડાવું, ભાઇને હાલરડું વહાલું લાગે છે. (૨) પારણામાં મખમલ અને મશરૂની નવી તળાઇઓ પથરાવું અને તેના ઉપર ચંપાના ફૂલની તરેહવાળી ચીન દેશમાં બનેલી ચાદર પાથરૂં, ભાઇને હાલરડું વહાલું લાગે છે. (૩) મારા વહાલા ભાઈ હું પારણે રેશમી દોરી બાંધું તને હીંચકો નાંખું અને તને ઉંઘ આવે એવાં મીઠાં ગીત ગાઉં; હે લાડકડા ભાઇ તમે ઉંઘીને ઊઠશો ત્યારે તમારા ગજવામાં ખાવાનું ઘાલીશ. (મતલબ કે ઊંઘી ઊઠયા પછી તને ખાવાનું આપીશ) ભાઇને હાલરડું વહાલું લાગે છે. (૪)

## પાઠ ૪.
## નિશાળીઆને બોધ.

| | | |
|---|---|---|
| ઇશ્વર=પરમેશ્વર | માન=આદર | ચોડી=લગાડી |
| નિત્ય=રોજ; હમેશાં | ગુરૂ=મહેતાજી; મોરતર | ચિત્ત=મન |
| નિત=રોજ; હમેશાં | સમા=જેવા; બરાબર | શિક્ષા=શિખામણ; બોધ |
| પરોઢીએ=સુરજ ઊગતાં પહેલાં | જ્ઞાન=સમજણ; અક્કલ | રૂડી=સારી |
| તમામ=બધા; સઘળા | તજવું=છોડી દેવું; કાઢી નાખવું | રીત=ચાલ |
| દો=આપો | અંગ=શરીર | પેર=રીત; પેઠે |
| | હળીમળીને=સંપીને | નીસરી=નીકળી |
| | સંગ=સોબત; દોસ્તી | પાંસરૂં=સીધું; રખડયા વગર |

સમજુતી—હમેશાં સુરજ ઊગતાં પહેલાં ઊઠવું અને પરમેશ્વરનું નામ દેવું; પછી દાતણપાણી કરી લઇ નહાઇને બધા પાઠ તૈયાર કરવા. (૧) માબાપ કહે તેમ કરો. અને વડીલની સાથે વિવેકથી ચાલો; મહેતાજીને બાપ જેવા ગણો. તેથી સારી સમજણ મળશે. (૨) કદાપી જુઠું બોલવું નહિ, અને શરીરમાંથી સુસ્તાઇ કાઢી નાખવી, (મતલબ કે કામ હોંસથી કરવું અને વાર લગાડવી નહિ) બધા સાથે સંપીને ચાલવું, અને સારી સોબત રાખવી. (૩)

રોજ નિશાળે જવું અને મન લગાડીને ભણવું; મહેતાજીની શિખામણ માનવી અને સારી ચાલ રાખવી. (૧) ભણતી વખતે મન રમતમાં રાખવું નહિ, એ તમે સારી પેઠે સમજો. નિશાળેથી છુટયા પછી સીધા ઘેર જવું. (મતલબ કે રસ્તામાં રખડવું નહિ) (૨)

## પાઠ ૯.
## મા સંબંધી કવિતા

| | | |
|---|---|---|
| સર્વ=બધાં | જોઇ=દેખી | બોકી=બચ્ચી; ચુંબન |
| | હરખાઉં=ખૂશ થાઉં | બાથ ભીડે=બે હાથ પહોળા કરી છાતી સાથ દબાવે |
| | ચાંપ=દબાવે | |
| | સાથ=સાથે | |

પંપાળીને=હાથ ફેરવીને
મુખ=મોઢું
દુખડાં=દુઃખો
મીઠા=સારા
કલોલ=મજા; આનંદના શબ્દો

ખાવું=ખાવાનું
મારી જાત=મારૂં શરીર
લગાર=જરા
તે વાર=તે વખતે
ઉંઘાડવા=ઉંઘ લાવવા
હાલો=ઉંઘ આણવાનું ગીત

પેટ ભરીને=ધરાઇને
માડી=મા
નવ=નહિ
સૌથી=બધાં કરતાં
હેત=વહાલ. પ્યાર
અપાર=ઘણુંજ
આભાર=પાડ; ઉપકાર

**સમજુતી**—હું માને જોઇને બહુ ખૂશ થાઉં છું, અને દોડતો દોડતો તેની સામે જાઉં છું; મા મને લઇને છાતી સાથે દબાવે છે. બચ્ચી કરીને બે હાથ પહોળા કરીને દબાવે છે. (૧) ખોળામાં લઇને મને ધવરાવે છે. અને શરીરપર હાથ ફેરવીને ખુશ થાય છે. મારૂં મોઢું જોઇને (મને જોઇને) હરખાય છે અને પોતાનાં બધાં દુઃખો ભૂલી જાય છે. (૨) પંખી આનંદથી બોલતાં હોય તેના જેવા મારા બોલ મીઠા લાગે છે; મા મને સારૂં સારૂં ખાવાનું આપે છે અને મારા શરીરની સંભાળ રાખે છે, (૩) મને જરા રડતો જાણીને તે વખતે ગભરાતી ગભરાતી દોડી આવે છે; જો હું હસું અને રમું તો તું બહુ ખૂશ થાય છે અને મને ઉંઘાડવાને માટે તું હાલરડાં ગાય છે. (૪) જો હું માંદો પડું તો તું ઓસડ પાય છે અને તું (માડી) પણ પેટ ભરીને ખાતી નથી; બધા કરતાં તારૂં હેત ઘણુંજ છે. માટે હું તારો ઘણો પાડ માનું છું. (૫)

## પાઠ ૨૧.

### પરમેશ્વરના ગુણનું ગાયન.

ચંદ્ર=ચાંદો
વીસરૂં=ભુલું
પ્રભુ નામ=પરમેશ્વરનું નામ

કદી=કોઇ વખત
અગણિત=ગણાય નહિ એટલા
ઉજાસ=અજવાળું
કામ=માટે
ઉપયોગી=ખપની; જરૂરની

હવા=પવન
દામ=પૈસા
દીએછે=આપેછે
પાળે=પુરૂં કરે; પોષણ કરે
તમામ=બધા
દેવા=આપવાની

સર્જવી=પેદા કરી
સૌ=બધે
ઠામ=ઠેકાણે

પાન=પાંદડાં
દયા=મહેરબાની
સેવક=દાસ

હામ=હિંમત

સમજુતી—ભગવાનનું ભજન ભૂલીશ નાહ, હું કદી પણ ભગવાનનું ભજન ભૂલીશ નહિ. પરમેશ્વરે અજવાળાને માટે ચંદ્રમા, સુરજ અને ગણાય નહિ એટલા તારા બનાવ્યા છે. હું કદી પણ૦ (૧) ગણી જરૂરની જે હવા તે તેં આપી છે તેના કંઇ પૈસા બેસતા નથી. હું કદી પણ૦ (૨) તું વરસાદ વડે અનાજ આપે છે અને બધા જીવોનું પોષણ કરે છે. હું કદી પણ૦ (૩) દૂધ દહીં આપવાને માટે તે બધે ઠેકાણે ગાય અને ભેંસને પેદા કરી છે. હું કદી પણ૦ (૪) તેં ઝાડ, પાંદડાં, ફૂલ, ફળ, આંબો, ગુલાબ, બદામ વગેરે બનાવ્યાં છે. હું કદી પણ૦ (૫) તમે મહેરબાની કરીને અને ઘણી વિદ્યા, સુખ અને હિંમત આપો હું કદી પણ૦ (૬)

## પાઠ ૨૫.

## મા બાપની ચાકરી

લુલા=લંગડા
સેવા=ચાકરી
અમાપ=ઘણી
કે'=કહે
ધન=પૈસો
તીરથ=જાત્રા
પારખી=જાણી

કાવડ=વાંસને બે છેડે શીકાં બાંધી બનાવેલું તે
મનસુબો=વિચાર
માતપિતા=માબાપ
તે વાર=તે વખતે
ધન ધન=વાહ વાહ
સારા=ચાકરી કરે એવા
સંતાપ=મનનું દુઃખ

જેવારે=જે વખતે; જ્યારે
આશીશ=ભલું થજો એમ કહેવું તે
અપાર=ઘણુંજ
ફરજ=પોતાને કરવાનું કામ
બજાવી=પુરી કરી
મે'ર=મહેરબાની; દયા
લીલાલહેર=મજા; બધી વાતે સુખી

**સમજુતી**—માધવનાં માબાપ ઘરડાં, લુલા, આંધળાં અને ગરીબ હતાં. તેઓની માધવ ઘણીજ ચાકરી કરતો હતો. (૧) માધવને એના માબાપે કહ્યું કે અમારા મનની વાત સાંભળ, જો અમારી પાસે પૈસા અને આંખો હોત તો જાત્રા કરવા જાત. (૨) માબાપનું મન પારખી લઇને તેણે તેમને સુખી કરવાનું ધાર્યું જો હું કાવડમાં બેસાડીને જાત્રા કરાવું તો આ એમનું દુઃખ મટે. (૩) એવો વિચાર કરીને કાવડ બનાવી અને માબાપને બે બાજુએ બેસાડયાં. (૪) પછી ખાધે કાવડ ભેરવીને જાત્રા કરવા ગયો, માધવના આવા હેતથી બધાંને નવાઈ લાગી. (૫) આવા છોકરાને વાહવાહ છે. (શાબાશ છે.) અને માબાપને પણ ધન્ય છે; જો છોકરા સારા હોય તો કંઇ દુઃખ રહે નહિ. (૬) બધી જાત્રા કરાવીને જ્યારે તે ઘેર ગયો. ત્યારે માબાપ ખુશ થયાં; અને ઘણાજ આશિર્વાદ દીધા. (૬) છોકરાએ પોતાની ફરજ બજાવી, પોતાને જે કામ કરવાનું હતું તે કર્યું તેથી પરમેશ્વરની મહેરબાનીથી માધવ અને તેના માબાપ બધી વાતેં સુખી થયાં. (૮)

**સાર**—જે છોકરા માબાપ તરફ પોતાની ફરજ બજાવે છે, તેને રમત ગમત અને સુખજ મળે છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૨૯.** | ઉમંગે=હોંસથી | સુંદર=સારો |
| **ખેતરમાં કણસલા ઘાસ વગેરે કાપવાનું કામ.** | બાર માસ=એક વરસ | ફાલ=પાક |
| | માસ=મહીના | લઇએ=છોડપરથી લઇ લઇએ |
| | પીરસીને=મૂકીને | |
| કાપણી=કાપવાનું કામ | સંપે=એક બીજાનીસાથે [મળીને | ખંત ધરીને=કાળજી રાખીને |
| આમ=આ તરફ | સદાય=હંમેશ | |
| તમામ=બધા | ઉભરાયો=થયો | કાં=શા માટે |

| | | |
|---|---|---|
| ડુંડાં=જુવાર, બાજરીનાં કણુસલાં | જગા; મોટી ખળી | કોળી=બાચકો; નાની પુળીઓ |
| આમ=આવી રીતે | હૈડે=મનમાં;હૈયામાં | |
| ખળો=કણુસલામાંથી અનાજ છુટું પાડવાની | લણુણી=લણુવાનું કામ અથવા કણુસલાં પીલવાનું કામ | આસપાસ=આજુબાજુ |
| | | વાળુ=રાતનું જમવાનું |

**સમજુતી**—હે બાળકો તમે બધાં આમ આવો; આપણે હોંસથી કાપણીનું કામ કરીએ. જુઓ જુઓ પેલી વાદળીઓ વરસીને જાય છે, એ બાર મહીનાનું અનાજ આપે છે ને હંમેશાં એક બીજાની સાથેજ રહે છે. હે બાળકો૦ (૧) ખેતરમાં કેવો સારો પાક થાય છે ! ચાલો આપણે કાળજી રાખીને કાપી લઇએ; શું કરવા કાલ કરીએ ? (વાર લગાડીએ ? હે બાળકો૦ (૨) હાથમાં દાતરડું વાંકું લઇને આ પ્રમાણે કણુસલાં કાપો; અને તેનો ખળીમાં લઇને ઢગલો કરતાં મનમાં હિંમત રાખો. હે બાળકો૦ (૩) અનાજ લણુવાનું કામ પુરૂં થયું, હવે બધાએ ઘાસ કાપો; અને ઘાસના ચચ્ચાર બાચકા લઇને બધાએ આ બાજુઓ મુકો. હે બાળકો૦ (૪) આપણે પુળા બાંધીને ગાડામાં નાખી કામ પુરૂં કરીએ, પછી ઘેર જઇને વાળુ કરીને બધાએ પરમેશ્વરનું ભજન કરીએ. હે બાળકો૦ (૫)

| | | |
|---|---|---|
| **પાઠ ૩૦.** | ભરેલા | ડુંસાં=ફોતરાં; છોડા |
| **ખળીઓ.** | અનાજ=દાણા | કોથળા=ગુણો |
| ખળાં=કણુસલામાંથી અનાજ છુટું પાડવાની જગા; ખળીઓ | છુટું=જુદું | સાથ=સાથે |
| | સરસ=સારા | હાથોહાથ=એક બીજાની મદદથી |
| આ વાર=આ વખત | પિલાય=કચડાય | ખેડુત=ખેતી કરનાર |
| દીસે=દેખાય | કણુ=અનાજના દાણા | મહેનત=મજુરી |
| તૈયાર=કણુસલાથી | ઉપણીએ=ઝાટકીએ | ફળ=ફાયદો; લાભ |

**સમજુતી**—હે છોકરાઓ હમણા આમ આવો જુઓ ખળીઓ તૈયાર દેખાય છે; ચાલો આપણે આજે ડુંડામાં રહેલા અનાજના દાણા તરત છુટા પાડીએ. (૧) જેમ બળદો ગોળ ફરતા હોય તેમ આપણે સૌ ફરીએ; જો ડુંડા સારી પેઠે કચડાય તો તેમાંથી અનાજના દાણા તરત છુટા પડે. (૨) આવી રીતે બધું અનાજ આપણે ટોપલામાં ભરીએ અને પછી ઝાટકીએ; જુઓ જુઓ ફોતરાં ઉડી જાય છે, ને બધા દાણા નીચે વેરાય છે. (૩) આપણે સાથે કોથળીઓ લઇ તેમાં આવી રીતે હાથોહાથ અનાજ ભરીએ, જો આપણે ખેડુતનું કામ કરીએ તો આપણને આજે મજુરીનું ફળ મળે. (૪)

---

# ડ્રીલ માટે સુચના.

૧ છોકરાઓને ઉંચાઇના પ્રમાણમાં, સીધી હારમાં એકેક હાથને છેટે, બે પગ વચ્ચે ૪૫ અંશનો ખુણો રહે એવી રીતે ઉભા રાખવા પછી નંબર આપવા.

૨ નંબર બોલતી વખત દરેક છોકરો પોતાની નીચેના છોકરા તરફ મોં કરી નંબર બોલે.

૩ શિક્ષકની સામે ઉભેલી હારના છોકરાઓએ પોતાના જમણા હાથ તરફથી એટલે શિક્ષકના ડાબા હાથ તરફથી નંબર બોલવાની શરૂઆત કરવી.

૪ આગળ કે પાછળ ખસવામાં પ્રથમ ડાબો પગ ઉપાડવો.

૫ એક હારની બે હાર કરવાની રીતે નીચે પ્રમાણે.

૧ છોકરાઓને એક, બે; એક, બે; એ પ્રમાણે નંબર આપવા.

૨ બેકી નંબર એક ડગલું આગળ.

૩ બેકી નંબર એક ડગલું જમણી તરફ. આ મુજબ હુકમ કરવો.
૧ છોકરાઓને એક, બે, ત્રણ; એક, બે, ત્રણ; એ પ્રમાણે નંબર આપવા.
૨ એક નંબરવાળો એક ડગલું આગળ.
૩ ત્રણ નંબરવાળા એક ડગલું આગળ.
૪ એક નંબરવાળા એક ડગલું ડાબી તરફ.
૫ ત્રણ નંબરવાળા એક ડગલું જમણી તરફ આ મુજબ હુકમ કરવો.

૭. ડમ્બેલ્સ, કડાં બારબેલ્સ વગેરે વહેંચવાની રીત નીચે મુજબ

૧ દરેક હારના છેલ્લા નંબર પાસે ડમ્બેલ્સો મૂકવા પછી છેલ્લા નંબરે બે ડમ્બેલ્સ બે હાથમાં લઇ પોતાની ઉપરના છોકરાને આપવા એ પ્રમાણે દરેક છોકરા પાસે બબ્બે ડમ્બેલ્સ થશે.
૨ ડમ્બેલ્સ ભોંય પર સામા સીધી હારમાં ઉભા મૂકાવવા, ડમ્બેલ્સ વચ્ચે એક વેંતનું અંતર રાખવું.
૩ ડમ્બેલ્સ મુઠીમાં જોરથી દાબીને પકડાવવા.
૪ રમતો અગિયાર સુધી કરાવી બારે ડમ્બેલ્સ પહેલાં મૂકેલા હતા તે પ્રમાણે મુકાવી દેવડાવવા.
૫ એકની કૃતિ પ્રમણે ૩, ૫, ૭; ૯, ૧૧.
બેની કૃતિ પ્રમાણે ૪, ૬, ૮. ૧૦.
૬ રમતો પહેલ વહેલી શિક્ષકે જાતે કરી બતાવવી.
૭ સારો મહાવરો થયા પછી છોકરાઓને પોતાની મેળે બોલીને કરવા કહેવું.
૮ એક રમત બરાબર સફાઇથી ને સાથે કરતાં આવડયા સિવાય બીજી રમત શીખવવી નહિ.

૯ દરેક રમત કરાવતાં પહેલાં "તૈયાર" અને "ચાલો" એવા હુકમ આપવા.

૧૦ "તૈયાર" કહેતાંની સાથે છોકરાઓએ ડમ્બેલ્સ લેવાને તૈયાર થઇ રહેવું.

૧૧ "ચાલો" ના હુકમની સાથે ડમ્બેલ્સ લઇ હાથ સીધા લટકતા રાખી ઉભા રહેવું.

## ડમ્બેલ્સની ડ્રિલ.

### હેતુ-છાતી તથા હાથના સ્નાયુ ખીલવવાનો.

રમત ૧ લી ૧) બેઉ હાથ ઉંચા ૨) બેઉ હાથ નીચા.

રમત ૨ જી ૧) જમણો હાથ ઉંચો, ડાબો હાથ લટકતોજ રહેવા દેવો. ૨) એકથી ઉલટું.

રમત ૩ જી ૧) બેઉ હાથ ઉંચા. ૨) બેઉ હાથ ખભાની સીધી લીટીમાં (મુઠ્ઠીઓ આકાશ તરફ.)

રમત ૪ થી ૨) બેઉ હાથ સામા. મુઠ્ઠીઓ આકાશ તરફ.) ૨) બેઉ હાથ ખભાની સીધી લીટીમાં (મુઠ્ઠીઓ આકાશ તરફ.)

રમત ૫ મી ૧) બેઉ હાથ ખભાની સીધી લીટીમાં (મુઠ્ઠીઓ આકાશ તરફ ) ૨) બેઉ હાથ કોણીમાંથી વાળી મુઠ્ઠીઓ ખભાને અડકાવવી.

રમત ૬ થી ૧) બેઉ હાથ સામાં (મુઠ્ઠીઓ આકાશ તરફ.) ૨) બેઉ હાથ કોણીમાંથી વાળી મુઠ્ઠીઓ ખભાને અડકાડવી.

રમત ૭ મી ૧) બે પગ વચ્ચે એક ફુટનું અંતર રાખવું ૧) બેઉ

હાથ જમણી તરફ તીરકસ લંબાવવા. (ડમ્બેલ્સ ઉભા રહે એવી રીતે. આ વખતે ડાબા પગની એડી ઉંચી કરવી (૨) એકથી ઉલટું.

રમત ૮ મી ૧) જમણો હાથ જમણી તરફ તીરકસ લંબાવવો. અને ડાબા હાથની મુઠ્ઠી છાતી આગળ. (જમણો હાથ ને ડાબો હાથ તીરકસ લીટીમાં રહે તે પ્રમાણે) ૨) એકથી ઉલટું.

રમત ૯ મી પગ પહેલાં હતા તેમ. ૧) જમણો હાથ સામો ડમ્બેલ્સ ઉભો રાખવો, ડાબો હાથ પીઠગમ પાછળ ખેંચવો ૨) એકથી ઉલટું.

રમત ૧૦મી ૧) બેઉ હાથ સામા (ડમ્બેલ્સ ઉભા રાખવા) ૨) બેઉ હાથ પાછળ પીઠગમ ખેંચવા. (મુઠ્ઠીઓ છાતીના પાસાને અડકેલી રહે એવી રીતે.)

(જે જે રમતમાં એકથી ઉલટું લખેલું છે ત્યાં એકની સંજ્ઞાથી ઉલટી કૃતિ કરાવવી)

# પાઠવાર જોડાક્ષર તથા અઘરા શબ્દો.



| | | | | |
|---|---|---|---|---|
| દિવાળી | દેવ | કબાટ | ફુળીઆ | ભાંગ્યો |
| અક્ષર | બુધવાર | કોટ | ઘાઘરી | કર્યો |
| ઊઠયાં | મુસલમાન | કહાડામાં | ઓઢણી | કયારે |
| નિશાળ | જુમેરાત | અહીં | બહેન | આપ્યા |
| સઘળાં | શનિવાર | નિશાળીઆ | પરીક્ષા | અડાડયો |
| લીંપેગુંપે | અઠવાડીઉં | શિખામણ | ચોકખાઈ | પૂછયું |
| સંજોરી | દરવાજા | ઇશ્વર | ચોકખાં | મહીના |
| ઘુઘરા | પાટીઉં | જ્ઞાન | ધૂળ | કંસાર |
| સાથીઆ | ફૂલઝાડ | નિત્ય | સાહેબ | બોલાવ્યાં |
| લુગડાં | ચંપેલી | દાતણ | ગંદી | મંડયો |
| ઘરેણાં | કસરત | નાહ્યા | ગંદો | કઢી |
| દારૂખાનું | ઘંટ | જુઠું | ડીલ | પાનસોપારી |
| દિવસ | બેઠક | ચિત્ત | સાલ્લા | સગાં |
| ફૂટાકડા | શીશી | શિક્ષા | ધોવડાવવાં | વહુ |
| ત્રીજો | નકશો | લાગ્યો | ગંદવાડ | ભત્રીજો |
| શુક્રવાર | ચિત્રો | ધોતડી | માંદા | ભાણેજ |
| છેલ્લો | ટાંગેલો | અંગરખી | કવિતા | માસી |
| વિષે | ખુણામાં | ટોપી | મુખડું | માસો |

| | | | | |
|---|---|---|---|---|
| સુધી | લખોટા | મેંઘી | દીલ | પીતરાઈ |
| રવિવાર | ચોકઠું | સુરવાલ | વરસગાંઠ | મસિઆઇ |
| ફોઈઆત | પીરસ્યાં | હોડી | દુઃખ | ચપ્પુ |
| ઓરમાઇ | બબ્બે | વાહળી | નુકસાન | ગમ્યો |
| દૂધભાઈ | મટુભાઈ | ધીરૂ | ખીજયા | પૂછયું |
| સાસુ | ઉજાણી | રામુ | છુંદાય | દેસાઇ |
| સર્વે | આશોપાલવ | જીત્યો | ઢોર | લલ્લુ |
| બાથ | શંભુભાઇ | સુંદર | ઉપરાંત | વખાણ્યો |
| દુખડાં | પોંઆ | મળ્યો | નક્કી | પાઘડી |
| ભૂલી | વઘારેલાં | કાંચળી | છુટ્ટો | સાચાબોલું |
| કલોલ | લીંબુ | રડયા | છૂટયો | મશ્કરી. |
| ખુશ | નારંગી | વિના | મૂકી | પસ્તાય |
| ઓસડ | લાડુ | રડાવશો | દીવાઘેલ | બચ્ચાં |
| કયાં | રાંદેરી | દેડકાં | સમજ્યો | બૂમો |
| બોલ્યો | શેતરંજી | પથરા | પૂછું | શરમાઇ |
| પ્રમાણે | પાંદડાં | ફેંકાફેંકી | હોશિયાર | નાખ્યા |
| સોરાબજી | કુલડીઓ | ધડાધડ | સેળભેળ | છેતર્યો |
| કહ્યું | પાથરણું | માર્યા | સંતાવા | સપડાય |
| આદબ | વાહકો | ડાહ્યા | ફીકર | જુઠાણું |
| પૂઠે | ચટણી | ઊઠયો | શાબાશ | શિઆળ |

| | | | | |
|---|---|---|---|---|
| ઉતર્યા | ખૂબ | પ્રાણી | પુરી | જુક્તિ |
| માંડયું | અગણિત | હંમેશાં | આદુ | ડુંડા |
| અલ્યા | ઉજાસ | રસ્તો | વંતાક | લાગણી |
| વિચાર | દૂધ | ફુંફાડા | દહાડીઆ | વાળુ |
| કર્યા | સ્વપ્નું | ઉંદર | બૂડે | છુટું |
| સાંભળતાં | શિકાર | દેડકાં | પુરૂં | પિલાય |
| બાંધ્યું | બચ્યું | છુંદી | દાતરડાં | ઉપણીએ |
| મોંમાં | રૂપાળું | ચટકા | ત્રણ | ડુંસા |
| દૂર | મૂકયો | પ્રાણ | ચચ્ચાર | ઊડી |
| રસ્તામાં | પકડયું | લુલા | પાથરા | કોથળા |
| અન્ન | માંડયું | આંધળાં | પહોંચ્યાં | ચંદ્રમા |
| ભૂખ્યો | છલંગ | મનસુબો | ઉતર્યા | ત્યાંસુધી |
| ભિખારી | પુરુષ | સંતોષ | ઠાલવ્યો | નીકળ્યો |
| કર્યાં | કહ્યું | આશીશ | પટલાણી | બોલ્યો |
| આંધળો | પરમેશ્વર | ચતુરાઇ | કુંપણ | વિષે |
| અપંગ | આરડ્યું | માર્યા | ઢગલા | અજવાળું |
| દુકાન | ઉંદરડી | ઉંડું | ખૂશ | કામઠું |
| ઈશ્વર | ભંડારીઉં | સુધી | હોંસીલી | ઝગઝગે |
| વિદ્યા | બિલાડી | છુપાઇ | ઉમંગ | વાદળાં |
| ચંદ્ર | પૂછવું | ઘઉં | વાદળીઓ | બેસાડયાં |
| પ્રભુ | દુઃખ | બચ્ચાં | દાતરડું | આણ્યાં |

| | | | | |
|---|---|---|---|---|
| લાવ્યાં | ભઠ્ઠી | કાઢયા | લીલાંછમ | તુરીઆ |
| ઢંકાઇ | સીંચ્યા | ઢણુ | વચ્ચે | ગલકી |
| મોઢાં | ચપ્પુ | અધેલા | સુળીઉં | ચઢયાં |
| દરીઓ | નાખ્યું | રૂપીઓ | હડીઓ | વીટળાઇ |
| થોભ્યાં | ઇંટવાડો | શેઠ | ફૂટેલી | તરબુચ |
| રહ્યાં | નળીયાં | ઊઠયાં | પાંદડાં | ટુંકા |
| ચોકખી | ઠર્યો | કુહાડી | લીંબુ | ગાંઠા |
| રેલમરેલા | કોડીઆં | સોય | સુકાઇ | લાવ્યાં |
| ઘેબરીઓ | ધાતુઓ | લક્કડફોડા | ભોંયમાંથી | ફૂલ |
| પરસાદ | મૂકયો | સુદર | કોહુળાનો | કયાંથી |
| ઢેપું | પૂછ્યું | ચળકાટ | લીમડો | ડીલ |
| પત્થર | સમજ્યો | બિચારી | ટટાર | ગોટલો |
| પ્યાલું | પિત્તળ | ત્રિકોણ | ઉંચું | દાતણ |
| નીતર્યું | લુહાર | ગલગોટા | ફૂટે | ધોળજે |
| ભુકો | તપાવ્યો | દાડમ | ડાળીઓ | દીઠું |
| પ્યાલા | ટીપ્યો | જમરૂખ | ખરબચડી | હીંડે |
| ડહોળું | તાંબુ | લટકતું | ખુરસીઓ | કુતરો |
| કાદવ | ટિપાય | મધપુડો | ખાટલા | શીંગડાં |
| ચાલી | ઓળખાવ્યાં | મધમાખી | પાટલા | અમળાઇ |
| ચુસી | વત્તા | લલકારતો | લીલુંછમ | તૂરી |

| | | | | |
|---|---|---|---|---|
| નિરાંત | પ્રાણી | ભૂખ | હાલરડું | ફડાફડ |
| વાગોળવુ | બબ્બે | ભૂખ્યો | ઘુમણુ | ફાટફાટ |
| વગડાઉ | છેલ્લી | લુચ્ચા | ચીતરેલ | સોળ |
| ઘેટું | ટીપુ | જીવજતું | મશરૂ | નહિ |
| પત્થર | ઠરાવ્યો | સળેલું | ચિનાઇ | દહીં |
| મળ્યું | ચુપચુપ | ભાવ્યું | પુલડા | ધમણુ |
| લાગ્યું | શિઆળ | આણ્યાં | હિંચોળું | જસત |
| કૂદવું | બોલાવ્યો | પડીકા | ઝુલાવવા | કણક |
| ગબડયું | મોઢું | શીખવ્યું | પાંસરૂં | કોઠી |
| ચ-તુપાટ | પીછાં | પોપટ | અંગરખી | ઘોડીઉં |
| હિવાળી | સમડી | જાંબુડો | કયારે | માંસ |
| પુછડી | જીવડાં | બનાવ્યો | સુરજ | હળદર |
| મજબુત | ઇંડાં | પારખું | દશામું | દોહ્યાં |
| બચ્ચાં | ધડાધડ | મુખડું | દોરડાં | ગોદડીઓ |
| ખવરાવવા | આંગળા | પાંગરા | અહીં | શાક |
| શીખંડ | જોડાએલાં | દોયણાં | સૌ | ત્રીજો |
| દૂધપાક | જળકુકડી | ધૂળ | સઢ | કુતરો |



મેસર્સ સી. ડી. શાહ એન્ડ કો૰ કૃત

લોકપ્રિય થઈ પડેલી અર્થની નોટો.

| | |
|---|---|
| બાળવર્ગની નોટ ૦-૨-૦ | પાંચમીના અર્થ ૦-૮-૦ |
| પહેલીના અર્થ ૦-૨-૬ | છઠ્ઠીના અર્થ ૦-૯-૦ |
| બીજીના અર્થ ૦-૪-૦ | સાતમીના અર્થ ૦-૧૦-૦ |
| ત્રીજીના અર્થ ૦-૫-૦ | સુરત શહેરનો નકશો છપાયછે |
| ચોથીના અર્થ ૦-૭-૬ | ચોર્યાસી તા. નકશો૦-૨-૦ |

કન્યા વાચનમાળા પુસ્તક પહેલાના અર્થ ૦-૪-૦

કન્યા વાચનમાળા પુસ્તક બીજાના અર્થ ૦-૫-૦

કન્યા વાચનમાળા પુસ્તક ત્રીજાના અર્થ ૦ ૭-૦

બીજા ધોરણ માટે

અંકગણિતનાં મનોયત્ન ભાગ ૧. ચાર આના.

"ડિકટેશન શિક્ષક"

| | |
|---|---|
| બાળપોથીનો ૦-૨-૦ | ત્રીજી ચોપડીનો ૦-૩-૦ |
| પહેલી ચોપડીનો ૦-૨-૦ | ચોથી ચોપડીનો ૦-૪-૦ |
| બીજી ચોપડીનો ૦-૨-૬ | પાંચમી ચોપડીનો ૦-૪-૦ |

દરેક ધોરણનો "મુખગણિત શિક્ષક" તૈયાર છે.

મુંબઈ ઇલાકાની ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૪॥ આના.

હિંદુસ્તાનની સા૦ ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૪ આના.

કર્તા-છગનલાલ મોતીરામ શાહ, શાહપોર-સુરત.